## પ્રૌઢશિક્ષણ માટેનું પ્રમાણીત સાહિત્ય

### સંપાદકો : ગિજુભાઈ અને તારાબેન



### બાળસાહિત્ય ગુચ્છ



# બાળસાહિત્યગુચ્છ

સંપાદકો

ગિજુભાઈ

તારાબહેન

## સટરપટર વાતો

શ્રી દક્ષિણામૂર્તિ બાળસાહિત્ય
સંપાદકો : શ્રી ગિજુભાઈ અને તારાબહેન

## બાળસાહિત્ય ગુચ્છ

# સટરપટર વાતો

: લેખક :
ગિજુભાઈ

પ્રૌઢશિક્ષણ નિયામકશ્રીના પત્ર નં. પ્રઢશ/૮૯-ગ-૧/૧૦૪૫-૧૧૫૦
તા. ૨૪-૪-૧૯૮૯ના પત્રથી જનશિક્ષણ કેન્દ્રો તથા અવૈધિક શિક્ષણ
માટે ખરીદવા ભલામણ થયેલ છે.



આર. આર. શેઠની કંપની
પુસ્તક પ્રકાશક અને વિક્રેતા
પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૪૦૦ ૦૦૨ * ગાંધી રોડ, અમદાવાદ ૩૮૦ ૦૦૧

પ્રકાશક
ભગતભાઈ ભુરાલાલ શેઠ
આર. આર. શેઠની કંપની
મુંબઈ ૪૦૦ ૦૦૨ ● અમદાવાદ ૩૮૦ ૦૦૧



પુનઃસંપાદિત : પુનર્મુદ્રણ
નવેમ્બર ૧૯૮૯ : પ્રત ૨૧૦૦

રૂા. ૩—૦૦

મુદ્રક
ભગતભાઈ બી. શેઠ, શ્રી પ્રવીણ પ્રિન્ટરી
ભગતવાડી સ્ટેશન રોડ, સોનગઢ ૩૬૪૨૫૦

## પણ ઘંટ કોણ બાંધશે ?

ઘરમાં ભીંતો હતી ને ભીંતોમાં કાણાં હતાં. એમાં જાતજાતના ઉંદરો રહે. નાના યે રહે ને મોટા યે રહે; ધોળા યે રહે ને કાળા યે રહે; ભૂરા યે રહે ને ભૂખરા યે રહે; સાથે ઉંદરડીઓ યે રહે ને બચ્ચાં યે રહે.

રાતના ઉંદર રાજા. અંધારું થયું કે આ દડબડ દડબડ મોટી ફોજ નીકળી પડે.

બધા ય ઉંદર નીકળે. લૂલા યે નીકળે; ને લંગડા યે નીકળે; બાડા યે નીકળે ને બોબડા યે નીકળે : જાડિયા યે નીકળે ને મડિયા યે નીકળે.

ઘડીકમાં તો ધખમખ કરી મૂકે. કાં તો લૂગડાં ફાડે; કાં તો લાકડાં કરડે, કાં તો શીકે ચડે, કાં તો દૂધ ઢોળે, કાં તો હાંડલાં ફોડે, જે આવ્યું તે કાં તો ઊંધું ને કાં તો ચતુ કર્યા જ કરે.

એવી રંજાડ કરે, એવી રંજાડ કરે, કે વાત કરો મા !

રાત આખી ચૂં, ચૂં, ચૂં, કરડ, કરડ, કરડ. પૂરું ઊંઘવા યે ન દે. આપણાથી તો બીએ પણ નહિ.

વાંસે દોડયા કે ભાગ્યા ખરરરખટ્ !

ઉંદરિયામાં ય પકડાય તો ને? રોટલી લઈ જાય પણ હાથ ન આવે.

વખતે વળી કોઈક પકડાઈ જાય; પણ પાછા બીજે દિવસે હાજર! ગમે ત્યાં મૂકી આવો ને?

પણ ઉંદરમામા એક જણાથી બરાબર બીએ : પેલી વાઘની માશીથી. એને ભાળે ત્યાં તો ક્યાંના ક્યાં ભાગી જાય!

બિલ્લીબાઈ એને દીઠા ય ન મૂકે. બિલ્લીબાઈનો પંજો: એક લાગ્યો કે 'રામ બોલો, ભાઈ, રામ!'

ઉંદરભાઈ બધી વાતે સુખી પણ મોટું દુઃખ.

રમતગમત કરતા હોય, નાચતા હોય, કૂદતા હોય; પણ બિલ્લીબાઈ આવ્યાં કે રંગમાં ભંગ.

આનું તે કરવું શું?

ઉંદરો કહે : 'નાત ભેગી કરો.'

ઉંદરો તો આવવા માંડ્યા. એક પછી એક બધા ય આવ્યા. માંદા યે આવ્યા ને સાજા યે આવ્યા; બુઢિયા યે આવ્યા ને જુવાનડા યે આવ્યા; ડોશીઓ યે આવી ને છોકરીઓ યે આવી; ભૂરિયા આવ્યા, ધોળિયા આવ્યા, કાળિયા આવ્યા, મૂછિયા આવ્યા, નમૂછિયા આવ્યા, પૂંછડિયા આવ્યા, બાંડિયા આવ્યા; કોઈ બાકી ન રહ્યું.

બધા કહે : 'કાંઈક રસ્તો કાઢો.'

મૂછિયો કહે : 'આમ તે ક્યાં સુધી ચાલે? આ



જરાક કોઠારમાં ગયા ત્યાં સામે બેઠી જ છે! આ ભંડકમાં ઊતર્યા ત્યાં સામે બે માંજરી આંખો તગતગે!'

નમૂછિયો કહે : "આમ તો ન જ રહેવાય. રાત દી મીનીની જ બીક? કોણ જાણે ક્યાંથી આવે ને ઝડપ કરતી ઉપાડે. પગલું યે ખડખડે ત્યારે ના? ભગવાને વળી એને પગે મખમલ જડ્યું!"

લંબકર્ણ કહે : "અરે! આ બીકમાં ને બીકમાં તો મારા કાન લાંબા થઈ ગયા. આખો દી કાન જ માંડવાના. હમણાં આમથી આવશે કે તેમથી આવશે. ખાવું તો કે' લુશલુશ; પીવું તો કે' લુશલુશ; દોડવું તો કે' લુશલુશ. મીનીથી તો કંટાળી ગયા! કાંઈક ઉપાય કરવો જ જોઈએ."

મઢિયો કહે : "ચાલો ને આપણે એમ કરીએ? આ એકસામટા મીની સામે દોડીએ ને બટકેબટકાં ભરીને કરડી એને કરડી ખાઈએ!

જાડિયો કહે : "હા, એ ઠીક છે."

બુઢિયો કહે : "રાખો, રાખો હવે! સામે જાઓ ત્યાં તો મારી જ નાખે ના? એટલી યે અક્કલ નથી?"

જુવાનડો કહે: "એમ નહિ. આપણે બધા ભેગા થઇ ચૂંચું ચૂંચુ કરીને એવી તો રાડો પાડીએ કે મીનીબાઇ બીને ભાગી જ જાય."

ડોશીમા કહે : "બાપુ! મીની કાંઇ કાલી નથી

કે એમ બી જાય. આખું ગામ ચૂંચું કરે નહિ, મીની-માશીનું એક રૂંવાડું યે ફરકે નહિ!"

પટેલ કહે : "ત્યારે હવે કરવું શું? નાત ભેગી થઇ એનું પરમાણ શું?"

ચાંપલો કહે : "એલા એક યુક્તિ મને સૂઝી છે. કો' તો કહું."

બધા કહે : "કહે ને ભાઇ! જે કોઇ વાતે મીનીનું દુ:ખ ટળતું હોય તો."

ચાપલો કહે : "એને ગળે ઘંટડી બાંધીએ તો બિલ્લીબાઇ ચાલે એટલે ટન્ ટન્ ટન્ ટન્ વાગે. ટોકરી વાગે ટન્ ટન્ ને આપણે ભાગશું ઘણૂ ઘણૂ."

લૂલિયો કહે : "એલા, આ તો ભારે જુક્તિ! માળો કાંઇ અક્કલવાળો!'

ચાંપલો કહે : "ત્યારે એમ છે! ભાઇની વાત મોળી ન હોય!"

પટેલ કહે : "પણ એ ઘંટડી બાંધવા કોણ જશે? ભુરાભાઇ! તમે જશો કે?"

ભૂરાભાઇ કહે : "હું તો નહિ જાઉં; મારી બહેનને તાવ આવે છે."

પટેલ કહે : "ધોળાભાઈ! તમે?'

"ના, ભાઈ! આપણાથી નહિ બને. મારા પગમાં તો કાંટો લાગ્યો છે: પૂરું ચલાતું ય નથી, કોઈ



બીજાને મોકલો."

"મૂછિયાભાઈ! તમે જશો?"

"માફ કરો; મને તો છેલ્લા આઠ દિવસથી તાવ આવે છે. આ તો નાતનું કામ એટલે આવ્યા વિનાં ચાલે નહિ."

ચાંપલો કહે : "આમ તે કાંઈ ચાલે? કોઈ કે તો આ કામ કરવું જ જોઈએ ના?"

પટેલ કહે : "ચાંપલાભાઈ! ત્યારે તમે જ જાઓ ને?"

ચાંપલો કહે : "ના રે ભાઈ! ઘંટડી ને બંટડી; એ આપણું કામ નહિ. એમાં તો મોતનું સાટું."

ત્યાં તો બિલ્લીબાઈ દેખાયાં ને ઉંદરની નાત ખરરરખટ્ટ કરતી ભાગી. મોઢા આગળ ઉંદરો ને વાંસે મીનીબાઈ, જાય ભાગ્યાં!

## ખરો આળસુ

એક વાર બાદશાહે એક આળસુખાનું કાઢ્યું એમાં આળસુઓને જ રાખે. કંઈ કામકાજ કરવાનું જ નહિ. ખાવું, પીવું ને આળસુ રહેવું, એ જ સૌનો ધંધો.

ગામના અને આખા દેશના આળસુઓને થયું : 'આ વાત મજાની !'

એક આંગળી સરખી યે હલાવવી નહિ, ને ખાઈપીને રાતા રાણ જેવા થયું, એ કોણ છોડી દે ?

એક, બે, પાંચ, પચીસ, સો, બસો, પાંચસો આળસુઓ ભેગા થઈ ગયા.

આળસુઓને માટે એક મોટું રસોડું ચાલે. બાદશાહ ભારે શોખીન. રોજ જાતજાતની ને ભાતભાતની રસોઈઓ કરાવે ને આળસુઓને ખવરાવે.

આળસુઓ પણ ખાંતે ખાય; થાય તેટલી આળસ કરે. આળસમાં એકબીજાને ટપી જાય ને બાદશાહને રાજી રાખે.

કોઈએ જઈ બાદશાહને કહ્યું : 'અરે જહાંપનાહ ! આ શો ધંધો માંડયો છે ? આ બધા કતડિયા જેવાને



શો સારું રાખ્યા છે, ને શા સારુ માલમલીદા ખવરાવો છો ? કામ કરાવો તો બે બળદ જેટલું કામ કરે તેવા ભેગા થયા છે !'

બાદશાહ કહે : 'આ તો બધા આળસુઓ છે; ને આળસુ હોય તે જ અહીં રહે. અને આળસુ હોય તેમને તો ખવરાવવું પિવરાવવું જોઈએ ના ?'

'અરે રાખો સાહેબ ! એક વાર પરીક્ષા કરી જુઓ. એકે સાચો આળસુ નીકળે તો કહેજો. બધા મફત ખાવા માટે આળસુ થઇને ભરાયા છે.'

બાદશાહ કહે: 'ત્યારે પરીક્ષા કરીએ. એમાં શુ ? સાચો ખખડશે ને ખોટા બોદો બોલશે.'

બાદશાહે પરીક્ષાનો વિચાર કરી લીધો. ઉનાળાની રાત હતી. પવન બરાબરનો આળસુખાના ભણીનો જ વાતો હતો. રાતના બરાબર બાર વાગ્યા ને આળસુખાનાને આગ લાગી. હડ હડ આગ બળવા લાગી, ત્યાં તો ખાઈ પીને મસ્ત થયેલા તે નિરાંતે ઘોરતા હતા તે આળસુઓ જાગ્યા. 'એલા ભાગો, આગ લાગી !'

ત્યાં તો એક, બે, ત્રણ, પાંચ, દસ, વીસ, ત્રીસ, એમ એક પછી એક કૂદી ઠેકીને ભાગવા માંડયાં. એક તણખલું ય તોડવાની આળસ કરતા હતા એ બધા ય ભાગ્યા. જાણે જોરાવર ઘોડા હોય એમ ઠેકી ઠેકીને ભાગ્યા.

બાદશાહ ને તેના માણસો આ બધું જોઈ રહ્યા.

ત્રીસ ગયા, પચાસ ગયા, સો ગયા, બસો ગયા.

બાદશાહ મનમાં કહે : ' આ તો બધાને નકામા ભેળા કરેલા. આ તો હરામ હાડકાંના ! કામ કરવાના જ આળસુ; ખરા આળસુ નહિ. ખરા આળસુ બીજા હોય. '

આગથી મકાન ઘેરાઈ ગયું હતું. આખા છાપરાને લા લાગી હતી.

બાદશાહ નજીક આવી જોતા હતા કે હવે કોઈ અંદર રહ્યું છે ? કોઈ બિચારો બળી મરતો નથી ના ?

એક ઓરડી હતી; એમાં મામો ને ભાણેજ બે આળસુ પડ્યા રહેતા. એ પણ સો ભેળા આળસુ જ હતા. પણ કહે છે ના કે ખરે ખબર પડે.

આગ લાગ્યાની તો ક્યારની ખબર હતી; આળસુઓ ઠેકી ઠેકીને ભાગ્યા હતા એ પણ તેઓ જાણતા હતા. પણ મામોભાણેજ ખરા આળસુ હતા. એ એમ કેમ ઊઠે, ને કેમ ભાગે ? આળસુથી ભગાય ? દોડાય ? રાતે સૂતા તે સૂતા. નિરાંતે સવાર સુધી પડ્યા રહેવું જોઈએ ના ?

માથા ઉપર આગળ કડાકા બોલવા લાગ્યા. મામો અને ભાણેજ ટગર ટગર જોઈ રહ્યાં. હવે તો આગ સાથે મોત પણ પાસે જ આવ્યું હતું.



ગમે તેમ તો યે ભાણેજ નાનો હતો ને કૂણો હતો. તેનાથી પથારીમાં પડ્યા પડ્યા બોલી જવાયું : 'એ મામા ! હવે ભાગો આ આગ હમણાં બાળી દેશે. શો વિચાર છે ?'

પણ મામો કાંઈ બાળક ન હતો: પીઢપાકલ ને ઠરેલ હતો. પાકો આળસુ હતો ને વટવાળો હતો. એક વાર આળસુ તો આળસુ; જીવ જાય તો યે આળસુ. જે લીધું તે લીધું.

મામો એમ મોઢેથી જવાબ આપે કે? ના રે ! એણે તો નાકે આંગળી મૂકી છે ભાણેજને મૂંગી નિશાનીથી કહ્યું; ' ચૂપ, બોલ મા. આપણાથી બોલાય પણ નહિ, તો ભગાય તો શાનું જ ? ભાગીએ તો આળસ લાજે ના ?'

ભાણેજ સમજી ગયો, અને પથારીમાં જ પડ્યો રહ્યો.

આગ તો બળતી જ હતી. શરીર દાઝી જાય એટલી નજીક આવી પણ મામોભાણેજ બેમાંથી એકે ય હલે કે ચલે. બાદશાહ આ બધું જોતા હતા.

એકદમે પાણીવાળાઓને હુકમ આપ્યો ને આગ ઓલવાવી નાખી, અને પેલા મામાભાણેજને બહાર કાઢ્યા

પણ તેઓ તો મોઢામાંથી એકે શબ્દ બોલે કે ચાલે. જ્યાં બહાર કાઢીને મૂક્યા ત્યાં જ બેસી ગયા ને આળસુ થઈને પડ્યા !

બાદશાહે બીજે દિવસે કચેરી ભરી આ બે ખરા

આળસુઓને શાબાશી આપી, સરપાવ આપ્યો ને ' ખરા આળસુ ' નો એમને ચાંદ આપ્યો.

પેલા બધા જૂઠા આળસુઓને પકડાવી મંગાવ્યા ને ખાઈ પીને મસ્ત બન્યા હતા તેથી કેદમાં નાખી તેમની પાસે કોસ હંકાવ્યો ને ઘાણી પિલાવી.

## એક જાલેમેં સો સાપ

એક હતા મિયાંભાઈ. મિયાંભાઈ ફોશી ને ફડાકી. મોટા મોટા ગપ મારવે શૂરા, બાકી તો એકલા જંગલ પણ ન જાય ! એક વાર સાથ ન મળ્યો ને એકલા જંગલ જવું પડ્યું. એક જાળા પાસે જ બેસી ગયા.

જાળામાં કશોક ખડખટાટ થયો. કોણ જાણે ઘરોળી હશે કે કરોળિયો હશે, પણ મિયાંસા'બ તો હબક્યા ને ભાગ્યા. હાંફતા હાંફતા આવ્યા મિયાંસા'બ ડાયરામાં.

' દેખો ભાઈ! આજ તો મરતે મરતે બચે. ગયે થે જંગલમેં તો એક જાલેમેં કુછ સો સાપ થે. એક, દો, તીન....ક્યા બાત કરના ? સો સાપ થે. મેં તો જાન લેકે આયા. '

ડાયરો મૂછમાં હસી રહ્યો.

એક જણ કહે: ' અરે ! મિયાંસા'બ ! આ તે કયા પહોરની હાંકો છો ? એક જાળામાં સો સાપ તે રહેતા હશે ? જરાક તો ઈમાન રાખી બોલો ! '

મિયાં માથું ખંજવાળીને કહે : ' સો નહિ તો કોઈ પચાસ પોણોસો તો જરૂર થે; જરૂર જરૂર થે. ક્યા બાત

કહું ? ઈતને બડે લંબે સાપ થે કી....'

'અરે મિયાં ! માથું ઠેકાણે છે કે ફરે છે ? પચાસ પોણોસો સાપ હોય તો તમે જીવતા આવો ખરા કે ? શા માટે ગામને બનાવો છો !'

મિયાં કહે : 'નહિ, મેં બનાતા નહિ હું; મેં સચ કહતા હું. જાલેમેં પચાસ નહિ તો કોઈ બીસપચીસ તો થે હી થે. ઈતને તો હોનેહી ચાહીએ. દેખો અબ ભી મેરી છાતી ધબકતી હૈ.'

ડાયરો હસીને કહે : 'અરે મિયાં ! કાંઈ પાગલ-બાગલ તો નથી બન્યા ને ? ત્યાં એવડા જાળામાં વીશ પચીશ સાપ કેવા ને વાત કેવી તમે તો ટાઢા પહોરની હાંકો છો ? એ મિયાં ! હવે જરા લાજો, લાજો !'

મિયાં કહે: 'ક્યા બાત હૈં ! સાપ થે, જરૂર થે, કુછ પાંચ દસ નહિ થે તો ક્યા કમ થે ? મેં વહાંહી થા; જાલે પાસહી બૈઠા થા. દેખો, મેં લોટા ભી વહાંકે વહાં છોડકે આયા હું !'

ડાયરો કહે : 'મિયાં ! હવે રાખો રાખો ! સોમાંથી પાંચ થયા એમ પાંચમાંથી મીંડું થશે. આ ગપ મારવાની ટેવ કયે દિવસે જશે ? હવે ઘરડા થયા; આ ધોળાં આવ્યાં.'

મિયાં કહે: 'દેખો ભાઈ! મેં કુછ જૂઠ નહિ બોલતા. પાંચ નહિ થે તો એક દો તો થે હી થે. યે દાઢીકી



કસમ. એક તો થા હી થા. નહિ તો મેં કૈસા ભાગું ?'

બધા કહે : "અરે મિયાંસા'બ ! એકે સાપ નહિ હોય. એક પણ હોય તો તમે જીવતા આવો કે? કાકો કરડી ખાય ના ! ખોટા ટોડા શીદ હાંકો છો ?"

મિયાં કહે : "ભાઇ ! ખુદાકી કસમ, મેં કભી જૂઠ નહિ બોલતા. એક સાપભી નહિ થા તો ક્યા પરવા ? મગર જાલેમેં કુછ ખડખડ તો હુવા હી થા. કુછ ખડેખડ ખડખડ હોતા થા."

ડાયરો તો હસી જ રહ્યો હતો, ખૂબ જ હસી રહ્યો હતો.

## તીડ અને મધમાખી

ચોમાસું આખું ભાઇસા'બ ઠેક્યા. કૂદ્યા ને મોજ કરી. ખડનાં ઝીણાં પાંદડાં ને કૂણી કૂણી કૂંપળો ખાધી ને બાદશાહી કરી. ખાધું, ખૂંદ્યું ને પડ્યા રહ્યા. ચોમાસું પૂરું થયું ને શિયાળો આવ્યો. શિયાળો પણ એમ જ વિતાડ્યો. ઝાડે ઝાડે ગયા ને પાંદડે પાંદડે બેઠા. જ્યાં બેઠા ત્યાં પાંદડું ખલાસ. ઝાડ આખાને વરવું કરી નાખ્યું. એક જ કામ કર્યા કર્યું : ખાધું, ખાધું ને ખાધું !

ચોમાસું ને શિયાળો ગયાં. ખાધું, પીધું ને મજા કરી. બસ એટલું કામ કર્યું. ઘર બાંધ્યું નહિ, કોઠાર ભર્યો નહિ, મૂડી કરી નહિ; કાંઇ કરતાં કાંઇ કર્યું નહિ. ખાધું પીધું ને સૂઇ રહ્યા.

ઉનાળો આવ્યો ને ખડ સૂકાયાં. ખેતરના દાણા ઘેર ગયા. સીમમાં ખાવાપીવાનું મળે નહિ, ને તીડભાઈને સાંસા પડવા લાગ્યા. એક અપવાસ ને બે અપવાસ ! તીડની કેડ દૂબળી પડી; તીડનું તેજ ઝાંખું થયું; તીડની ઊંઘ ઊડી ગઈ. પેટમાં મોટો ખાડો પડ્યો.

તીડ કહે : 'હવે મારે શું કરવું? ક્યાં જઈને



ખાવું ને ક્યાં જઈને પીવું ?'

એક માખી બણબણ કરતી ઊડતી હતી. તીડ એની પાછળ પાછળ ગયું. માખી મધપૂડે પહોંચી. તીડ પણ ત્યાં પહોંચ્યું.

મધપૂડે મધ ભરેલું હતું. માખીએ મધ ભેગું કર્યું હતું. આટલીક નાની એવી માખીઓએ આટલું બધું મધ આણ્યું હતું.

માખીઓએ દિવસ ને રાત વિસામો ખાધો ન હતો. ફૂલેફૂલમાંથી મધને ઉપાડી લીધું હતું. ફૂલ જ્યારે ઊઘડતાં હતાં ત્યારે માખીઓ પહોંચી હતી. ફૂલ ઉપર બેઠાં બેઠાં મધના ઘૂંટડા નહોતા પીધા; ખાઈપીને મોજમજા નહોતી કરી. ફૂલો સૂકાયાં તે પહેલાં મધના ભંડાર ભરી લીધા હતા. પછી તો ઉનાળો આવ્યો ને ફૂલો નહોતાં મળતાં, પણ મધપૂડે મધ ભરેલું હતું ને માખીઓ નિરાંતે ખાતી હતી.

પેલું તીડ મધપૂડે આવ્યું ને માખીને કહે : 'અરે બહેન ! એક મધનું ટીપું આપ ને ? ભૂખે જીવ જાય છે. જો ને પેટમાં હાથ એકનો તો ખાડો પડ્યો છે !'

માખી કહે : 'અરે તીડભાઈ ! મને તારી દયા આવે છે. જોઈતું હોય તો એક શું, બીજાં પાંચ ટીપાં આપું; પાંચ નહિ ને પચીસ આપું. પણ એટલામાં તું કાંઈ પાર ઊતરીશ ? કાંઈક ચોમાસે શિયાળે ભેગું કર્યું હોત

તો ઠીક થાત ના? પાસે હોય ત્યારે જે ખાઇ પીને પડ્યા ન રહીએ તો કેવું સારું? ભંડાર ભરી રાખીએ તો આગળ ઉપર કામ આવે.'

માખીનું કહેવું સાંભળી તીડ મનમાં શરમાઈ ગયું. એણે માખીને કહ્યું : 'માખીબહેન! એક વાર જિવાડો. આવતે ચોમાસે ખાઈ પીને નહિ ખૂંદું; ઉનાળા માટે ભેળું કરીશ. આજ તો મને ખવડાવો.'

માખી તો ભલી હતી. તીડને પાંચ ટીપાં મધનાં આપ્યાં ને જમાડયું.

તીડ રાજી થઈને ઊડી ગયું.

પણ શું ધારો છો? હજી પણ તીડ ડાહ્યું થયું છે? હજી પણ તીડ સંઘરો કરે છે? કેટલાક ખેડૂતો પણ તીડ જેવા હશે ને? ને કેટલાક મધમાખી જેવા પણ હશે તો ખરા જ.

## સંઘર્યો સાપ કામનો

એક નગરશેઠ હતા. એને એક દીકરો હતો; એનું નામ કપૂરચંદ. કપૂરચંદને શેઠે નાનપણથી પરણાવ્યો હતો. શેઠાણી કપૂરચંદને નાનો મૂકીને મરી ગયેલાં. જતે દહાડે શેઠનો ધંધો નબળો પડ્યો; કંઇક પૈસો બંધાઇ ગયો ને કંઇક તણાઈ ગયો. શેઠની સ્થિતિ બહુ નબળી આવી ગઇ.

શેઠ તો છેવટે મરી ગયા ને કપૂરચંદ એકલો રહ્યો. કપૂરચંદ સારી પેઠે મોટો થયો. આડોશીપાડોશી સૌ કહેવા લાગ્યાં: 'કપૂરચંદ! હવે વહુને તેડવા જા તો સારું. હવે વહુ પણ મોટાં થયાં હશે. માવતરમાં તે ક્યાં સુધી રખાય?'

બધાના કહેવાથી કપૂરચંદ સાસરે વહુને તેડવા ગયો. સાસરે ગયો તો ખરો, પણ સ્થિતિ ગરીબ થઈ જવાથી તેને સાસરે વહુને સાથે મોકલવાની ના પાડી ને કહ્યું : 'કાંઇક ધંધોપાણી કરો ત્યારે તેડવા આવજો. અત્યારે મારી દીકરી ત્યાં આવીને શું ખાશે? એણે કાંઈ ગરીબી જોઈ નથી.'

કપૂરચંદને બહુ ખોટું લાગ્યું. તેની વહુને ખબર પડી કે મારો ધણી તેડવા આવ્યો છે પણ મારા બાપા મને મોકલવાની ના પાડે છે.

કપૂરચંદની વહુને પણ ખોટું લાગ્યું. એણે તો નક્કી કર્યું કે મારે તો સાસરે જ જવું છે. પિયર પાલખી હોય તો ય મારે શા કામની ? સવારમાં વહેલી ઊઠી જંગલ જવાનો સાડલો પહેરી હાથમાં કળશો લઈ બાઈ બહાર નીકળી.

કપૂરચંદને ડેલીમાં જેવો તેવો ખાટલો નાખી સુવાર્યો હતો. કપૂરચંદની વહુને પોતાના ધણીનું આવું અપમાન થતું જોઇને તેના બાપ ઉપર ખૂબ ગુસ્સો ચડ્યો. ધણીને જગાડીને કહે : ‘ચાલો, હું તમારી સાથે આવું છું. તમારું આવું અપમાન થાય ત્યાં મારે રહીને શું કરવું છે ? ’

બંને જણાં ચાલી નીકળ્યાં. પોતાને ગામ આવ્યાં. જેમતેમ કરી પોતાનું ગુજરાન ચલાવવા લાગ્યાં. કપૂર-ચંદની સ્ત્રીએ તેને કહ્યું : ‘રોજ દિશાએ જઇને આવો ત્યારે કાંઇક વસ્તુ લેતા આવવી. ’

કપૂરચંદ કહે : ‘શું લાવું ? ’

તેની સ્ત્રી કહે : ‘ગમે તે કાંઈ લાવજો. છેવટે કાંઈ નહિ તો ચપટી ચપટી ધૂળ લેતા આવજો, ને આ ખૂણામાં નાખજો. ’



કપૂરચંદ કહે: ‘ ઠીક. ’

કપૂરચંદ રોજ કાંઈ કાંઇ લાવે. કાંઈ નહિ તો ધૂળ, ઠીકરું, દાતણની ચીરો, એવું જ લાવે. એમ કરતાં કરતાં મોટો ઉકરડો થઈ ગયો. એક વાર કપૂરચંદ દિશાએ જઇને આવતો હતો; રસ્તામાં મરેલો સાપ દેખ્યો. કપૂરચંદે તે લીધો ને ઘરે લાવીને ખૂણામાં નાખ્યો.

રાજાની રાણી સવા લાખ રૂપિયાનો હાર ખીલીએ વળગાડી નહાવા બેઠી હતી; ત્યાં સમડીએ ઝડપ મારી હાર લઈ લીધો ને ઊડી ગઇ. ઊડતી ઊડતી કપૂરચંદના ઘર ઉપર આવી. ત્યાં મરેલો સાપ ભાળ્યો. તરત સમડીએ હેઠે ઊતરી સાપ મોંમાં લીધો હાર ત્યાં મૂકીને ઊડી ગઇ.

સવારે કપૂરચંદની સ્ત્રી ઊઠીને જુએ તો ઉકરડા ઉપર કાંઇક ઝગારા મારતી વસ્તુ દીઠી. જઇને જુએ તો હાર !

રાજાની રાણી નાહીને ઊઠી ત્યાં તો હાર ન મળે. રાણીએ રાજાને ખબર આપ્યા. રાજાએ આખા ગામમાં ઢંઢેરો પિટાવ્યો: ‘ જે કોઈ રાણીનો હાર લાવી આપશે તેને મોઢે માગ્યું આપશું. ’

આ ઢંઢેરો કપૂરચંદે અને તેની સ્ત્રીએ સાંભળ્યો. કપૂરચંદની સ્ત્રીએ કહ્યું: ‘ તમે આ હાર જઇને રાજાને આપી આવો. ને જો કાંઈ માગવાનું કહે તો મને પૂછવા આવજો. ’

કપૂરચંદ કહે : ‘ ઠીક. ’

કપૂરચંદે જઇને હાર હાર રાજાને આપ્યો ને કહ્યું : 'મારા ફળિયામાં ઉકરડા ઉપર પડ્યો હતો.'

રાજા કપૂરચંદની પ્રામાણિકતા જોઇને ખુશી થયો ને જે જોઇએ તે માગવા કહ્યું.

કપૂરચંદ પોતાની સ્ત્રીને પૂછવા ગયો. તેની સ્ત્રીએ તેને કહ્યું : 'તમે રાજા પાસે એટલું માંગજો કે દિવાળીમાં અમારા ઘર સિવાય ગામમાં ક્યાં ય દીવો ન થાય; રાજ-દરબારમાં પણ નહિ.'

કપૂરચંદ પાછો રાજા પાસે ગયો ને કહ્યું : 'મહારાજ! મારે બીજું કાંઇ નથી માગવું. ફક્ત એટલું જ માગુ છું કે દિવાળીમાં મારા ઘર સિવાય બીજા કોઇને ઘેર દીવો ન થાય; તમારા મહેલમાં પણ નહિ.'

રાજા કહે: 'ઓહો, એનાં તે શું મોટું માગ્યું? ભલે, તમે કહો છો તેમ આ દિવાળીએ તમારા ઘર સિવાય બીજે ક્યાંઇ દીવો કરવામાં નહિ આવે.'

દિવાળીના તહેવાર જેવા તહેવારો આવ્યા પણ ગામમાં બધે અંધારું ઘોર! કપૂરચંદના ઘર સિવાય ક્યાંઇ દીવો ન મળે.

લક્ષ્મીજી ફરવા નીકળ્યાં. બધે અંધારું ઘોર જોઇ વિચારમાં પડ્યાં કે મારે કે હવે જવું ક્યાં?

કપૂરચંદના ઘરમાં અજવાળું જોયું; લક્ષ્મીજી ત્યાં ગયાં. દિવાળીના ચાર દિવસમાં કપૂરચંદનું ઘર તો અભરે ભરાયું. ઘરમાં મેલ્યા માગ નહિ!



કપૂરચંદના સાસરે જ્યારે ખબર પડી કે દીકરી એની મેળે કહ્યા વિના ચાલી ગઇ છે ત્યારે પહેલાં તો એને ગુસ્સો ચડ્યો. પણ પછી દીકરીની બુદ્ધિ જોઇ ખુશી થયો ને દીકરીને કરિયાવર કરી સાસરે મોકલી.

કપૂરચંદ તો પાછો નગરશેઠ થઇ પડ્યો. વણજવેપાર ધમધોકાર ચાલવા લાગ્યાં ત્યારથી કહેવત થઇ કે 'સંઘર્યો સાપ પણ કામનો.'